# ફુલણજીની ફજેતી

અથવા

# પારટીની પ્લેઝર.

—:(૧):—

"અહોહો! આજ તો કઇ આમનો સુરજ આમ ઉગ્યો શું! ઓફીસથી આજે કંઈ પાંચ વાગતામાં પરવારીને ઘેર આવ્યા." ફુલણજીએ પોતાના ઘરમાં પગ મુકતાંજ તેની ઓરતે છણકો કરીને કહ્યું.

"બસ મારી વહાલી આજે મારે પારટીમાં જવું છે, તેથી સાહેબની રજા લઇને વહેલો આવ્યો!" ફુલણજીએ ફુલાઇને જવાબ આપ્યો, ને ઉતાવળે કહ્યું—"ચલ ઉઠ! હવે તું પલાંઠો મારીને બેસ નહી, પણ ઝટપટ કબાટ ઉઘાડીને મારો નવો ડરેસ કહાડ!"

"અહંહં ! સમજાયું ! તે તમારી પારટી ખાતી નથી આવી ! તમારે પારટીમાં જવું છે તેમાં મને શું ન્યાલ કરશો ! એ હુંવા ફુંવા મારા ઉપર નહી ચાલે ! પેલો પડયો કુંચીનો ઝુમખો ! પરમેસરે હાથ તો બે આપ્યા છે, તો કપડાં કહાડતાં કંઇ દુખી નહી આવે ! ' મીસીસ ફુસણુજી ઉરફે મણી ગાજી ઉઠી. "પારટીમાં જવાના મોહોડા તો જોઉં ? અમે કંઇ હીસાબ-માંજ નહીં. અમે કોઈ દહાડો કહ્યું હોય કે ઘેર વહેલા આવજો ત્યારે તો આવતા તાકડ ચલકે ત્યારે તો સાહેબની ધાસ્તી લાગે, ને ત્યારે કંઈક બહાના કહાડો, ને કોણ જાણે કયાં રખડી રઝ-ળીને રાતે નવ વાગે છેક ઘેર આવો, ને આજે પારટીમાં જવું તેથી કેવા વહેલા વહેલા દોડતા આવ્યા ! સીધા પાધરા કપડા ઉતારો ને બેસો !"

"પણ મારી અલી, આજે પારટીમાં ગયા વીના ચાલે એમ નથી ! જો આ કારડ આવ્યો છે, ને સાથે વળી મનુભાઇએ આગ્રહથી જરૂર

આવવાનું લખ્યું છે! હવે ન જાઉં તો ખરાબ લાગે! એક તો જમવાનું જાય ને સાથે વળી મીત્ર દુભાય, એમ શા માટે કરવું?" ફુલણજી એ કાલાવલા કરવા માંડયાં.

"તે મનુભાઇને ત્યાં પારટી છે શું? એમને ત્યાં શું છે?" મણીએ પુછ્યું.

"હા! મનુભાઈની પોતાની વરસગાંઠ છે!" ફુલણજીને કંઇક હીંમત આવી–"જોની વહાલી, તું તો સમજુ છેની! મનુભાઇને ત્યાં ન જાઉં તો એમને કેવું માઠું લાગે?"

"તે મનુભાઈ તો વાંદરે રેહે છે?" મણીએ પુછ્યું.

"હા!" ફુલણજીએ જવાબ આપ્યો.

"તે વાંદરે જશો? તો પછી પાછા કયારે આવશો?" મણીએ પુછ્યું.

"રાતના અગીઆરની ગાડીમાં, અને નહીં તો પછી સવારની પહેલી ગાડીમાં!" ફુલણજીએ જવાબ આપ્યો.

" એટલે એમ કહોની કે કાલે સવારેજ ! રાત-ના આવવાનું તો મને અહીં નકામું કહેવાનું ! ઠીક, ભલે તમારે ગમે તેમ કરો હરો ! અમે રાંડ ઘરમાં અહીં રાતના એકલા કેમ રહી શકીશું ! તમારે તેની શી ફીકર ચીંતા ! ના બસ, નથી જવું ! મનુબાઇને ખરાબ લાગે તો ભલે ! અહીં ઘર માં હું તો એકલી બીહું ! પાડપાડોસી પણ કોઇ મળે નહી, ને મને એકલી મુકીને જતાં-કંઇ વીચાર થાય છે? જોવું તો ખરી કે કેમ જાઓ છો ? જાઓ તો ઘરમાં પેસવા પણ નહીં દઉ ! " મણી હવે વીફરી.

ફુલણજીના મોતીયા લેવાયાં. તેણે કપડા કહાડવાને કબાટની ચાવીનો ઝુમખો હાથમાં લીધો હતો તે પણ પડી ગયો, ને તે મણીના મુખ સામું જોઇ રહ્યો.

" પણ અલી સવારે નહી પણ રાતે અગી-આરની ગાડીમાં જરૂર પાછો આવીશ ! પછી કંઈ છે ? " ફુલણજીએ કાલાવાલા કરીને કહ્યું.

"પણ રાતે બાર વાગે આવો તો પણ મારે નથી જવા દેવા! અધરાત મધરાત સુધી અમો રાંડ ભલે અહીં ખાસ્તીમાં મરી જઇએ!" મણીએ પોતાની વાત છોડી નહીં.

"હવે મુંગી રહે! બડબડાટમાં જેમ મનમાં આવે તેમ બકે છે પણ આગળ પાછળનો કંઇ વીચાર કરે છે? રાંડ રાંડ ક્યારની બકે છે તે તું રાંડ ક્યારે કાંહવાય!" ફુલણજીએ સહેજ ગુસ્સે થઇને કહ્યું.

"હવે બેસો બેસો! તમારૂં ડહાપણ જાણ્યું એ તો! મારે તમારી શીખામણ નથી સાંભળવી! અમે મુરખ તો મુરખ! હુશીયાર, ભણેલી ગણેલી જોઇતી હતી તો તપાસ કરીને પરણવું હતું! જો મોટા શીખામણ આપવાવાળા આવ્યા છે તે!" મણી ગાજી.

"એમ! બહુ મીજાસ છે કેમ? નથી બોલતો તેમ તેમ માથે ચહડે છે નહી! જોઉ છું ત્યારે તો કે તું મને શું કરે છે? આ હું

ચાલ્યો વાંદરે !" ફુલણજીએ જરા વધુ હીંમતથી કહ્યું પણ મણી કંઇ તેનાથી ડરી જાય કે ઓછી ઉતરે તેવી નહોતી. તે એકદમ ઉભી થઈ છણકો કરીને બોલી ઉઠી–"એમ! ત્યારે તો જાઓ જોઉં! પછી ઘરમાં કેમ પેસો છો તે જોઉં! જોઇએ પછી કોણ જીતે છે! બસ હું સાફ કહું છું કે નથી જવું!"

મણીનું આ સમયનું પ્રચંડ સ્વરૂપ જોઇને ફુલણજી ઠંડોગાર બની ગયો. તેને મનમાં લાગ્યું કે મણી પોતાનો કકો ખરો કીધા વીના રહેનાર નથી, અને તેની આગળ પોતાનું કંઇ ચાલનાર નથી.

વાંચનારને આ સ્થળે ફુલણજી અને મણીની ટુંક ઓળખ આપવી જોઈએ

ફુલણજી ત્રીશેક વર્ષની વયનો એક વણીક હતો, અને મુંબઇમાં ભુલેશ્વરના લતામાંના એક ઘર-માં ભાડે રહેતો હતો. તે રૂપીયા ત્રીશને માસીક પગારે એક યુરોપયન વેપારીની ઓફીસમાં કારકુન

હતો. મણી મુરખ અભણ અને વગર કેળવાયલી સ્ત્રી હતી. તે બહુ હઠીલી અને કજીયાખોર હતી, અને પોતાના પતી ફુલણજીને પોતાના કબ્જામાં રાખવા માટે મગરૂબ થતી હતી. બીચારો ભલો, શરમાળ ફુલણજી તે જેમ નચાવતી તેમ નાચતો હતો, અને તેણી ગુસ્સે થતાં તેણીના રૂવાબમાં દબાઈ જતો હતો. આપણે ઉપર જોયું તેમ વખતે ગુસ્સે થતો પણ તે કેટલા સમયને માટે ? એક ઘડીને માટેજ !

મણીને ગુસ્સે થઇ ઉઠેલી જોઇ ફુલણજી ગભરાયો, પણ પારટીમાં ગયા વીના ચાલે તેમ નહોતુ તેથી કાલાવાલા કરતો દબાયલે અવાજે બોલ્યો—" અલી, હવે એટલી બધી શા માટે ચીડવાય છે ? જરા તો વીચાર કર ! મને ગયા વીના ચાલે તેમ નથી તેથી હું તારા આટલા બધા કાલાવાલા કરૂં છું નહીં તો કોઈ દહાડો તને કંઇ કહું પણ છે ? તારા કહેવા મુજબ રોજ નથી કરતો ? પણ મનુભાઇને આપણા ઘર સાથેનો ઘરોબો કેવો

છે તે તું કયા નથી જાણતી ! આવું મોટું માણસ આટલા આગ્રહ અને માનથી નોતરું આપે તેનું અપમાન કરીએ તો પછી તેને કેવું ખોટું લાગે ?"

"તે ગમે તેમ થાઓ ! બસ, તમને એકવાર કહ્યું ને દસવાર કહ્યું કે નથી જવું તે નથીજ જવું ! મને હવે વધારે ન ચ્હીડવો નહી તો પછી જોવા જેવું થશે !" મણીનો રોષ હજી ઉતર્યો નહી "તમારી શી મગદુર છે કે મારી રજા વીના વાંદરે જાઓ ! ધીમેથી કહેતા નથી ને સામી મીજાસ કરો છો તે હું કંઈ તમારી દબાયલી બબાયલી છુ કે ?"

"નહી અલી ! હવે એટલી મારી ભુલ થઈ ! ચાલ હવે તો માન ને ખુશી થઈને રજા આપ !" ફુલણજી તદન લટી ગયો.

આખરે મહા માથાકુટ અને કાલાવાલા પછી મણીએ ફુલણજીને વાંદરે જવાની રજા આપી પણ સાથે રાત્રીએજ પાછા ફરવાની કબુલાત

લીધી. ફુલણજી બીચારો રાજી થતો સણગારીને ચરનીરોડના સ્ટેશનપર જવાને ઘેરથી નીકળ્યો તો લગભગ સાડા છ થયા, ને સ્ટેશનપર પહોંચતાં બાજે પા કલાક વધારે થયો

સ્ટેશનપર ગાડી માટેની કંઈ પુછપાછ ન કરતાં ટીકીટ કઢાવી ને મી૦ ફુલણજી બાંકડા પર બીરાજયા ને ગાડી આવવાની રાહ જોતા બેઠા, એટલામાં એક ટ્રેન ત્યાં ઉભી રહ્યા વીના પસાર થઇ ગઈ, એટલે ફુલણજી વીચારમાં પડ્યા ને ગાડી કયારે મળશે તેની તપાસ કાધી તો જાણ્યું કે અરધાક કલાક પછી ગાડી મળશે એટલે પાછા બાંકડે જઈને ગોઠવાયા, વખત પસાર કરવાને મનુભાઈન ત્યાથી આવેલ આમંત્રણનો કાર્ડ ખીસામાથી કહાડ્યો, અને તે વાચીને તેમાં પોતાને કરેલા આગ્રહના શબ્દો વાંચી ફુલણજી મગ્ન મગ્ન થઇ ગયો એટલામાં કાર્ડની નીચે તાજે કલમમાં વાંચ્યું કે—આપને માટે સ્ટેશન ઉપર સાડાસાત વાગ્યા સુધી

ગાડી રહેશે, માટે તે સમય સુધીમાં જરૂર પધારવું.

આ વાંચતાંજ ફુલણજી ફસકયા, તળે ઉપર થઈ ગયા કેમકે સાડાસાત તો સ્ટેશન ઉપર થઇ જશે, ને વાંદરાના સ્ટેશને પહોંચતાં લગભગ આઠ થશે, અને ત્યાંથી મનુભાઈને બંગલે જતાં લગભગ અરધો કલાક થશે, અને તે માટે વળી ભાડુતી ગાડીનો ચાંદલો ચોંટશે, પણ તેને પહોચતાં ત્યાં પારટીમાં જમવાનું આટોપાઇ જશે તો ?

આ સઘળા વિચારોએ ફુલણજીને મુંઝવણમ નાંખી દીધા. મનુભાઈને ત્યાં સઘળાઓએ જમી લીધું હશે તો ભુખ્યા રવડવું પડશે, એ વિચારે પારટીમાં જવાનું માંડી વાળી ઘેર પાછા ફરવાનું મન થયું, પણ તેમ કરવાથી પણ તેવીજ હાલત થાય સાથે મણીના મરડાટ ભરેલા શબ્દોનો સરપાવ મળે તે તો નફામાં, કેમકે મણી પણ ઘેર જમવા ખાવાનું આટોપાને સોડ તાણીને પહોઢી ગઈ હશે, અને ઘેર જઇને પોતાને માટે

જમવાનું કરી આપવાનું તેને કહેતાં તે તો ઉધ્ધડોજ લઇ નીકળશે, અને પોતાને હાથે ચુલો ફુંકી બાફણું બફવું પડશે, એવા ધારતીએ બીચારા ફુલણજીના શી હાલત થઇ હશે તેનો વાંચનારેજ ખ્યાલ કરી લેવો.

આમ વાંદરે જવું કે ઘેર પાછા ફરવું, એના નીવેડાપર આવવામાં ફુલણજીનું મન હચુપચુ થતું હતું, એટલામા ત્રેન આવી એટલે ફુલણજી તેમા ગોઠવાયા, અને જેમ તેમ વાંદરાના સ્ટેશને ઉતર્યા.

ખરેખર મનુભાઈની ગાડીઓ તો જતીજ રહી હતી એટલે ફુલણજીને બાર આનાને ભાડે વીકટોરીયા કરવી પડી, અને તેમાં બેસીને મનુભાઇના બંગલાની નીશાની આપી ગાડીવાનને ઉતાવળે ગાડી હાંકવાનો હુકમ કીધો, પણ ફુલણજીના કમનસીબે ઘોડો એવો નીકળ્યો કે દો દીન ચલે અઢાઇ કોસ ! ફુલણજીએ ગાડીવાનને જલદી હાંકવાને બહુ બહુ કહ્યું. સમજાવ્યો કમ

બીડાવ્યો, પણ એ બધું પથ્થર ઉપર પાણીજ તો ! જ્યારે ફુલણજીએ ગુસ્સે થઇને ગાડીવાળા ને બે એક બોહોણાવી એટલે ગાડીવાળો પણ તપી જઇને અરધે રસ્તે ગાડી ઉભી રાખી દીધી, અને કહ્યું-"એ વાણીઆ, જરા સંભાળી ને બોલ ! લાંબી ટુંકી વાત કરી છે તો પછી જોવા જેવું થશે. આ કંઈ તારી મુંબઇ નથી સમજ્યો કે ! જા ગાડી જલદી નથી હાંકતો. ઉતર ગાડીમાંથી ને ભાડાના પઇસા ચુકવી આપ. શું મોટું ભાડું આપીને ન્યાલ કરી નાંખવાનો છે તે ! એટલા બધી તીનપાંચ તારી પાસે રહેવા દે."

ફુલણજી આથી ગભરાયો ને તળે ઉપર થવા લાગ્યો, પણ અરધે રસ્તે બીજી ગાડી મળવી મુશકલ અને વળી રાત અંધારી ને સાથે માણસના પગરવ પણ ઘણોજ કમી થઇ ગયો હોવાથી તે ડરી ગયો: તોપણ તેણે પાછલા તો ગાડીવાળાને થોડોક દમ કરયો, પણ તે જાણે ફુલણજીના મનની

સ્થીતી જાણી ગયો હોય તેમ વધુ ચહડી ગયો, એટલે બીચારો ફુલણજી નરમ ઘેસ બની ગયો, અને ગાડીવાળાને સમજાવવા લાગ્યો, અને તેને ચાર આના વધુ ભાડુ આપવાનું કબુલ કીધું. આખરે પા કલાક સુધી રકઝક કીધા પછી ગાડીવાને ગાડી ચલાવી, અને સાડા આઠને સુમારે ફુલણજીની સવારી મનુભાઇને બંગલે જઇ પહોંચી.

મનુભાઇને ત્યાં આ વખતે સઘળાઓ જમવા બેઠા હતા તેથી દીવાનખાનામાં ફકત બેન્ટ મહેતાઓ બેઠા હતા, તેમણે મી૦ ફુલણજીને આવકાર આપવા સામે આવીને કહ્યું—" આવો ફુલણજી શેઠ, પધારો પધારો! શેઠ આપની બહુ વાટ જોઇને પછી જમવા ગયા. તમે જમીને આવ્યા હો એમ લાગે છે. એ કંઇ સારું ન કીધું શેઠજી!"

"ક્યાં છે મનુભાઈ? જમવા બેઠા છે શું?" ફુલણજીએ મહેતાજીને પુછ્યું, અને એક ખુરસીએ ગોઠવાયા.

" હા ! હમણા થોડીકજ વાર થશે ! ચાલો કપ-ડા ઉતારો જમવા માટે ! " મહેતાએ આગ્રહ કરવા માંડયો.

બાવાઓ જમવા બેસી ગયા પછી પાછળથી જવું એ ફુલણજીને ઠીક ન લાગ્યું તેથી જો કે પેટમાં ભુખ તો કકડીને લાગી હતી તોપણ તે તો માનમાં તણાયા. અને જાણે ખુબ જમીને આવ્યા હોય તેમ પેટ હાથ ફેરવતા બોલ્યા. " નથુ, જમવાનો આગ્રહ કરવાની કંઈ જરૂર નથી. એમાં કયાં બહાર જમવા બેસવું હતું કે શરમ કરીશ. મને તો ધ્યાનજ ન રહ્યું, ને જમીને ઉઠી ખીસામાં બીડી કહાડતાં હાથમાં કાર્ડ આવ્યો કે તરત આવ્યો. મને પણ મનમાં બહુ માઠું લાગ્યું કે મનુભાઇને તો બહુ માઠું લાગશે, પણ જયાં વીસ્મૃતીજ થઈ ગઇ ત્યાં લાચાર."

" તોપણ શેઠ જરા બેસો, એક બે પુરી ખાજો તોપણ શેઠનું મન રાજી થશે. ચાલો, કપડા ઉતારો ચાલ નેહી, ચાલે નહીં. એક બે ભજીયાજ ખાજો." મહેતાએ આગ્રહ કરવા માંડયો.

"પણ નથી એમાં કંઇ મારે જુદું ઘર સમજવાનું છે કે આટલા બધા આગ્રહની જરૂર છે. કહું છું શું કે મને પોતાને બહુ ખરાબ લાગે છે." ફુલણજીએ વધુ માન ખાવા માંડયું.

તેણે મનમાં ધાર્યું કે જો મહેતો હવે વધુ આગ્રહ કરે તો થોડી ઘણી આનાકાનીએ કપડાં ઉતારી નાંખવા, પણ મહેતાએ તો ટુંકેથીજ પતાવી દીધું કે "ઠીક શેઠ, જેવી તમારી મરજી પણ આ કંઇ સારૂં નથી લાગતું. તમે ઘરના માણસને વધારે કહેવું ન જોઇએ."

થોડીવાર સુધી કોણ કોણ જમવાને આવ્યું છે તે વીશે મહેતાને પુછપરછ કીધા બાદ ફુલણજીના પેટમાં લાગેલી ભુખે તેને નીરાંતે બેસવા દીધો નહી, પણ કહ્યા વીના કેમ બેસાય તે માટે તેણે બધા પરોણાઓ જમવા બેઠા હતા ત્યાં જવાનો વીચાર કીધો કેમકે, તેણે ધાર્યું કે ત્યાં જતાં સઘળા મીત્રો તેને જોઇને અને ખાસ કરીને મનુભાઇ તેને જમવા માટે આગ્રહ કર્યા વીના

રહેવા૨જ નથી, એટલે તેમનું માન રાખવાને ખજાને તે પોતાના પેટની પુંજા મનમાનતી કરી લેશે, પણ આ ધારણામાં આપણા ફુલણજી કેટલે અંગે પાર પડયા તે આપણે જોઇએ.

નઠુ મહેતા સાથે ફુલણજી નીચે સઘળા પરોણા જમવા બેઠા હતા ત્યાં ગયો, પણ દરવાજા આગળ જતાંજ તેને મનુભાઈ અને બીજા બે ત્રણ મીત્રો મળયા જેઓ જમીને હાથ ધોઇ દરવાજા આગળ ઉભા હતા કેમકે બીજા પગાણાઓ જમીને હાથ ધોવાની તઇયારી કરતાં હતા, અને કેટલાક હાથ પણ ધોતા હતા,

ફુલણજીને જોતાં મનુભાઇ પોતાની પાસે ઉભેલા એક મીત્ર તરફ ફરીને હસીને બોલ્યો— " લ્યો રામુભાઈ, આપણા ફુલણજી શેઠ આવ્યા. આવો મહેરબાન ઘણું સારૂ ઘણું સારૂ."

" અહો મી૦ ફુલણજી, તમે છો કે. માફ કરજો હો. સાહેબ તસ્દી પડી હશે તે માટે માફ કરજો.

આટલા બધા વહેલા આવ્યા કંઇ." લખમીદાસ કરીને એક મીત્રે ઠરડાશીમાં કહ્યું.

"બોલો જમવાને કેમ ન પધાર્યા. સાહેબ, તમે મોટા લોક કંઇ અમ ગરીબને ત્યાં જમો." મનુભાઇએ ફુલણજીનો હાથ ધરીને કહ્યું.

"મનુભાઇ, તમે કારણ ન સમજયા." વીજયરાય નામનો એક બીજો મીત્ર બોલી ઉઠયો—"ફુલણજી ભાઇનો તો આવવાનો ઘણોએ હતો વીચાર, પણ શું કરે એ બીચારા કે થઇ ગયા લાચાર મી સીસની રજા વગર—"

"અરે એમ નહી. આજે અહીં જમે તો ક્યાંક કોઇ દહાડો આપણ સઘળાઓને જમાડ વા પડે તો; તમે સમજયા કે? કેમ ખ.ં કે નહી." વલભદાસ વચ્ચે બોલી ઉઠયો.

ટુંકમાં સઘળાઓએ ફુલણજીની મશ્કરી કરીને તેણે તાણા મારવા માંડયા, પણ કોઇએ તે બીચારાને ખોટે નામે જમવા બેસવાને તો કહ્યું માણ નહી. તે તો કપડા ઉતારી જમવા બેસવાને

તલપપડ થઈ રહ્યો હતો, પણ કોઈએ કહ્યું નહીં ત્યાં કેમ? પણ પેટમાં લાગેલી ભુખે ફુલણજીને મોહોડે કહેવાની ફરજ પાડી-"ચાલો ભઈઓ તમે કહો તેમ. તમે બનાવો, બનાવો. તમે મઝાક નહી કરશો તો બીજું કોણ કરનાર છે."

"અરે વાહ, બહુ ભલા માણસ ઇશ્વરે તમને બનાવવામાં શી ખામી રાખી છે! જે અમે બનાવીએ તમે પણ શું મારા ભાઇ." ચતુરજીએ ચીમકી મુકી.

સઘળાઓ ખડખડ હસી પડયા ફુલણજી પણ બગાઓ સાથે હસવા લાગ્યો. અને મનુભાઇ પ્રત્યે બોલ્યો-"જુઓ મનુભાઇ, મનમાં ખોટું ન આણશો! શું કરૂં કે તમારા ઈનવીટેશની યાદજ ન રહી, નહીં તો હું વહેલો આવ્યાજ વીના રહેતજ નહીં.

"હા ભાઇ ખરૂં. અમ ગરીબ માણસના ઈનવીટેશનની તે તમો સરખા મોટા માણસને ક્યાંથી યાદ રહે." મનુભાઇએ ટકોરમાં કહ્યું.

આમ સઘળાં મીત્રોએ બીચારા ફુલણજીની મઝાક મશ્કરી કરી પણ કોઇએ જમવા બેસવાને સહેજ પણ આગ્રહ કીધો નહી, અરે કોઈએ જરા પણ કહ્યું નહી કે જેથી ફુલણજી જમવા બેસી જાય વખત જતા ભુખ તો ઘણીએ લાગી હતી પણ શું કરે માનમાં તણાયા તે રવડી રહ્યા. સઘળા પરોણાઓ દીવાનખાનામાં આવીને પાનસોપારી ખાઈ પોતપોતાના કપડા પહેરવા લાગ્યા. ફુલણજીને ઘણા ખરાઓ સારી પેઠે ઓળખતા હતા, એટલે તેમણે તેને બનાવવા માંડયો તેમાં એક સોરાબજી કરીને પારસી મીત્ર તો ફુલણજીની મઝાક કરવામાં કંઇ કસર રાખી નહી, પણ બીચારો ભોળો ફુલણજી પણ કંઇ ન સમજવાથી સઘળાઓ સાથે હસવામાં ભાગજ લેતો હતો.

થોડો સમય જતાં ગાનારી પોતાના સાજનદારો સાથે આવી, એટલે દીવાનખાનામાં શત્રંબાઓ ગોઠવાઈ ગયા અને બેઠું ગાનું શરૂ થયું. ગાનતાનનો રસરંગ ઝાંમ્યો, અને સંગીતના

શોખીનો તલ્લીન થઈ ગયા. આપણા ફુલણજી પણ જોકે સંગીતની બાબતમાં તદન મીંડુંજ હતા તે પણ પોતાની એ અજ્ઞાનતાનો ભેદ બીજાઓનાં જાણુવામાં ન આવે તે માટે જાણે પોતે પણ ગાયનના મોટા ખાં હોય તેમ બીજાઓની સાથે 'વાહવા, વાહવા' વચ્ચે વચ્ચે બોલતાં હતા. મનુભાઇ અને બીજા કેટલાક ખાસ મિત્રો જેઓ ફુલણજીની આ ફુલાસ જાણુતા હતા તેઓ તેના હાવભાવ જોઈને મુછમાં હસીને ગમ્મત મેળવતા હતા, એટલામાં સોરાબજી ધીમે રહીને ફુલણજીની પાસે જઇ બેઠો અને તેને બનાવવા લાગ્યો, અને એક કલ્યાણુની ચીજ પુરી થતા ફુલણજીના કાનમાં તેણુ ધીમેથી કહ્યું " આ સાંભળી ફુલણજી ફુલાયા અને તરતજ મોટેથી બોલી ઉઠયા—" વાહવા, વાહવા અચ્છી, અચ્છી. શું ભેરવીની ગત સંભળાવી."

ફુલણજીના મુખમાંથી શાબાસીના આ ફુલ ખરતાં સઘળા પરોણાઓ મોટેથી ખડખડ હસી

પડયા, અને સાથે રામજીભાઈ પણ તેની મુરખાઇ ઉપર પોતાનું હસવું દબાવી શકયા નહી પોતાની મઝાક થઇ તે ફુલણજી મનમાં સમજી ગયો, એટલામાં સોરાબજીએ તેની વધુ પચ્ચી કરવા તેના કાનમાં ધીમેથી કહ્યું—"શું મારા સાહેબ તમેથી છબરડો કીધો. ભેરવી નહી ભીમપલાસી કેહો!" આ સાંભળી ફુલણજીને હીમત આવીને તે મોટેથી એકદમ બોલી ઉઠયો—"અરે ભેરવી નહી. હું ભુલ્યો. ભેરવીનો વખત સાંજનો ગયો. આ તો ભીમપલાસીની ચીજ છે નહી મનુભાઇ."

આથી ફુલણજીની મુરખાઈ વધુ બહાર આવી. થોડીવાર સુધી મીજલસમાં સંગીત રસને બદલે હાસ્યરસે હદ વાળી નાંખી. પછી ફરી ગાયનની તાન ચાલી એટલામાં દીવાનખાનામાં ટાંગેલા મોટા ઘડીઆલમાં દસના ટકોરા થયા જે તરફ ફુલણજીનું ધ્યાન ગયું, અને સાથેજ પોતાની માસીસને રાતેજ પાછા આવવાની આપેલી કબુલાત અને તેણીના વચનો યાદ આવતાં ફુલણજી

ઉપર તળે થવા લાગ્યો, અને પાસે બેઠેલા સોરા-બજીને તેણે ધીમેથી પુછ્યું—"હવે મુંબઈ જવાને છેલી ગાડી કેટલા વાગે છે?"

"એટલે શું મારા સાહેબ અત્યારે જવાની વાત કહાં ક્હાડી હવે તો મુંબઇ જવાની ગારી સવારેજ તો આવી ગમ્મત છોડીને જવાનું મન કેમ થાય છે."

"કેમ શું છે સોરાબજી?" મનુભાઇએ ધીમે-થી પુછયું."

"એવન સાહેબને હમણા મુંબઇ જવું છે." સોરાબજીએ ધીમેથી જણાવ્યું.

"હા, હા ભાઇ, એમને ન રોકો મીસીસની રજા નહી હશે." સાકરચંદે કહ્યું. ને ફુલણજી તરફ ફરી જણાવ્યું—"જાઓ ઉઠો ફુલણજી શેઠ ગાડીનો ટેમ થવા આવ્યો છે, ને મનુભાઇની ગાડી તઇયાર છે."

"હવે બેસો મારા મહેરબાન" મનુભાઇએ ફુલણજીની પાસે જઈ તેને આગ્રહ કરતાં કહ્યું—

"એક તો જમવાને પણ ન આવ્યા ને હજી દસ વાગ્યા ત્યાં જવાની દોડધામ કરો છો એ તમને ન શોભે."

"પણ ભાઇ લાચાર છું. સવારે પાછું વહેલું ઓફીસ જવું છે તેથી, તેમજ આજકાલ મારી તબીયત સારી ન હોવાથી ઉજાગરા પણ થતા નથી નહીં તો આવી રંગત છોડીને જવાનું તે કોને મન થાય." ફુલણજીએ નમ્રતાસહ જણાવ્યું.

"પન જુવો ભાઇ, ગારી વના શેમાં જશો? પગે ચાલીને કંઇ ત્રેનના ટાઇમપર પહોંચી શકશો નહી. વલી મનુભાઇના ઘોરા આજે સ્તેશનપર ફેરા કરીને થાકી ગયા છે તેમનો જીવ લેશો શું? તેમજ વલી ભારતી ગારી મલવી મુસકેલ છે; માટે માડીવાલો." સોરાબજીએ ફુલણજીના કાનમાં કહ્યું.

"ત્યારે, રામચંદર જાઓ ફુલણજીભાઇને માટે લાલ ઘોડો ને બરૂમ જોડાવો. મનુભાઇએ પો-

તાની પાસે ઉભેલા પોતાના કારકુનને ધીમેથી કહ્યું, જે ફુલણજીએ સાંભળ્યું તેથી તેણે મનુભાઇને કહ્યુ–"ભાઈ ગાડીની કંઈ જરૂર નથી. મારી ઓફીસનો એક ફ્રેન્ડ હાલમાં અહી દેવલ પાસેજ રહેવા આવ્યો છે, તેની ગાડી મારે માટે તઈયાર રાખવાનું કહ્યું છે તેમાં હું જઈશ"

"ઠીક. ત્યારે તેમ." મનુભાઈએ ટુંકુથી પતાવ્યું.

"હવે બેસોની મારા સાહેબ, ઘેર મીસીસ વાર નહી જોતાં હોય કંઈ." સોરાબજીએ ફુલણજીને આગ્રહ કીધો.

આખરે બહુ તાણ ખેંચ પછી મી૦ ફુલણજી મનુભાઇ અને બીજા મીત્રોને સાહેબ સલામ કરી મનુભાઇને બંગલેથી નીકળ્યા. વાંચનારને જણાવવાની જરૂર નથી કે મનુભાઇના ઘોડા થાકેલા હોવાની સોરાબજીએ જણાવેલી બાનાથી ફુલણજીએ માનમાં તણાઇને પોતાના મીત્રની ગાડીની તોપ મારી હતી, પણ તેને ભાડુતી વીકટોરીયા

ફરી લેવાનો વીચાર કીધો હતો પણ બીચારાના નસીબમાં સીધું પાધરૂં ઘેર જવાનું લખ્યું હોય તોજ કે ? ભાડુતી વીકટોરીયા કંઇ મળી નહી અને બીચારા ફુલણજીને અંધારી રાત્રીમાં પગે ચાલીને જવું પડયું. રખેને ગાડી ચાલી જશે એવી ધાસ્તીમાં તે ઉતાવળે ચાલતો જેમ કરતાં તે વારંવાર ઠે.કરાતો. ભોગ સંજોગે ખીસામાં ઘડીયાળ નહોતું, તેમજ રસ્તાપરના દુકાનદારોની દુકાનો પણ બંધ થઇ ગઇ હતી, એટલે જે બને તે ખરૂં એમ ઠરાવ કરી ફુલણજીએ મુઠીઓ વાળીને સ્ટેશન તરફ કુચ કરી અને જેમ તેમ અથડાતાં કુટાતા તે નામદારની સવારી સ્ટેશનપર આવી પહોંચી તો ત્યાં પણ સનાતનાજ સમાચાર, સ્ટેશનની પાયરી ઉપર પગ મુકતાંજ તઇયાર ઉભેલી એક ટરેનના એનજીને સીટી મારી એટલે રખેને નહી પહોંચાય એમ જાણી ફુલણજીએ દોટ મુકી પણ લાંબો પંથ કાપી આવેલ હોવાથી થાકી ગયેલ હોવાથી તે સ્ટેશનના પ્લાટફારમ ઉપર

દોડતાં દોડતા પગ સરી જવાથી સજ્જડ ઝીકાયો, અને છુક છુક કરતી ત્રેન ઉપડી ગઇ.

ફુલણજીના પડવાથી થયલા અવાજનો શાંત સ્ટેશનમાં મોટો ધબકારો થયો, જેથી દરવાજાપર ઝોકા ખાતો બેઠેલ સીપાઇ જાગી ઉઠયો. અને ફુલણજીને પડેલ જોતાં તે તેની પાસે દોડી ગયો ફુલણજી એટલો બધો સજડ કુટાયો હતો કે જોકે પડતાંની સાથે ઉભા થવાને સજડ તજવીજ કરી પણ તે બીચારાથી ઉઠી શકાયું નહી. સીપાઇએ તેની પાસે દોડી જઇને પુછ્યું.

" કયું શેઠજી કયા હુવા ? બહુત તો લગા નહીં."

" નહી, નહી. જરા પગ સરી ગયા. કુછ લગા નહી." પોતાના શરીરમાં થતી વેદના છુપાવી ફુલણજી જેમ તેમ ઉભો થતાં બોલ્યો, અને પોતાના કપડા સાફ કરવા લાગ્યો.

" કહાં જાના હય શેઠજી ? " સીપાઇએ પુછ્યું.

" મુંબઇ, અબ ગાડી કીતને વાગે હય ? " ફુલણજીએ પુછ્યું.

" અબ ગાડી કહાંકી ? લાસ ટ્રેન તો ગઈ. અબ તો સબેરે આના. જાઓ બંગલેમે જા કે બડી મઝેસે નીંદ લેઓ.' સીપાંઇએ ગંભીરતા સહ કહ્યું.

ફુલણજીની આ સાંભળતાં કેવી હાલત થઇ હશે તે સહજમાં સમજી શકાશે. રાત્રી કયાં પસાર કરવી તેનો વીચાર, કેમકે મનુભાઇને ત્યાં પાછા જવામાં પણ પોતાની ફજેતી થવાની તેમજ સવારે ઘેર જતા પોતાની અસલી કેવા ધુળથી ભુંડો કરશે તેની ધાસ્તી, એ સઘળાએ તે બીચારાને બાવરો બનાવી દીધો આખરે તેણ સ્ટેશનના વેટીંગ રૂમમાંજ સુઇ રહેવાનો વીચાર કર્યો. અને તે માટે સીપાઇને પુછવા જતાં તેની સાથે કેટલીક પંચાત થઇ, અને મહા મહેનતે તેને બાઇબાપા કહીને સમજાવી ફુલણજી વેટીંગ રૂમમાં બાકડે જઈ પડયો. પણ ત્યાં કંઇ તેને નીરાંતે ઊંઘ આવે તેમ હતી સવારે ઘેર જતા પોતાની શી હાલત થશે તેની ચીંતા અને બાંકડામાંના માકડોના મોટા લશકરની ચહડાઇએ તેને

હેરાન હેરાન કરી નાંખ્યો. જેમ તેમ કરતાં પરોઢીયું થવા આવ્યું, અને સ્ટેશનપર માણસોની આવજાવ થવા માંડી એટલે ફુલણજી ભાઈ પણ વેટીંગ રૂમમાંથી નીકળીને મુંબઇ જવા માટેની ટરેન તરફ ચાલ્યા. ટરેન પાસે જઇ એક સેકંડ કલાસનો ડબો ઉઘાડયો તો અંદર મનુભાઈને ત્યાંની પારટીમાંથી પાછા ફરેલા કેટલાક મીત્રો હતા અને ફુલણજીને કમનસીબે પેલો સોરાબજી પણ તેમની સાથેજ હતો. ફુલણજીને જોતાંજ તેઓ સઘળા બોલી ઉઠયા—" આવો આવો ફુલણજી ભાઈ."

ફુલણજીને તે વખતે મનમાં તો એવું થયું જે ત્યાંથી નહાસીને બીજા ડબામાં એકલો જઇ બેસે. પણ હવે તેમ કરી શકાય તેમ નહોતું, એટલે તે બીચારો તેમના આવકારનો જવાબ આપતો ડબામાં ગોઠવાયો, એટલે પાછી તેના ઉપર ચાલી મશ્કરીની તલવાર.

" કેમ ભાઈ તમે તો રાતની ટરેનમાંજ જવા. ના હતા તે ?" મેધજી નામે એક મીત્રે કહ્યું.

" એવન સાહેબ નો પાછાં આપણને મુંબઈથી લેવાને આવીયાચ." સોરાબજી કરડાકીમાં બોલ્યો. ને કુશળજી પ્રત્યે કહ્યું–" કેમ સાહેબ, રાતે કેહ્યું તે નહીં માન્યું ને આખરે રવડતા વેટીંગ રૂમમાં પડી રહ્યા કેની ? એ તો પેલી તમારામાં કહેવત છે તેવુંજ થીયું. કુંભારને કેહીએ ગધેરે ચલ્હડ તો ન્હી ને પછી ગામ બહાર જઇને પોતાની મેળે બેસી જાય." આ સાંભળી બધાઓ ખડખડ હસી પડયા. કુશળજી બીચારો ચાટ પડી ગયો. પણ પોતાનું મન જાળવવા હાવકું મુખ કરી બોલી ઉઠયો–" વેટીંગ રૂમમાં કોણ પડી રહ્યું હતું. રાતે જવા માંગતે તો હું પહોચી શકતે પણ મારા ફ્રેંડને ત્યાં હું ગયો તેણે ઘણા સોગન આપીને રોકી રાખ્યો."

" જુઓ સાંભળજો આ તોપ આ તો આપણે નજરે જોયલું પણ ખોટું." સોરાબજી બોલી ઉઠયો–" કેમ ભાઈઓ, વેટીંગ રૂમમાં પેલા

બારી આગલના બાંકડાપર આપણુ સધળાઓએ નેક નામદાર ખાને આબાદ ફુલણજીભઇને જોયા કે નહી." સધળાઓએ હામાં હા પુરી, અને ફુલણજીએ હસી કુળાડીને વાત ઉડાવી. ચરની રોડના સ્ટેશનપર ઉતરતાં સુધીમાં ફુલણજીની મજાક મશ્કરી ચાલુજ રહી, જ્યાંથી મી૦ ફુલ-ણજીની સ્વારી મીસીસના બબડાટ ફફડાટની ધાસ્તીમાં ઉતાવળે ઘર તરફ ચાલી. ઘેર પહોંચ-તાંજ મીસીસ ફુલણજી પોતાના પતીરાજને આ-વકાર આપવાને ઝાડુ લઇને આંગણામાં તઈયા-રજ ઉભાં હતાં. ફુલણજીને જોતાંજ મીસીસ મણીબાઇએ તો પ્રચંડ સ્વરૂપ ધારણ કીધું અને ઝાડું ઉંચો કરી ગાજી ઉઠી—" આવો, આવો હજી તમારી રાત તો હવે પડવાની છે તોં! ખબરદાર મારા ઘરમાં પગ મુકયો છે તો! જાઓ રાત મનુભાઇને ત્યાં ગાળી તો અત્યારે પણ અહી આવવાનું શું કામ હતું? જાઓ ત્યાંજ જમજો ને ત્યાંજ રહેજો."

ફુલણજી તો સાંભળીને થરથર ધ્રુજવા લાગ્યો. તેના મુખમાથી એક શબ્દ પણ બોલી શકાયો નહી અને દાદરમાંજ તે અરધે ઉભો રહી ગયો. મણી પણ ગુસ્સામાં ઘરનું બારણું બંધ કરી અંદર ચાલી ગઇ. બીચારો ફુલણજી દીગમુઢ સરખો દાદરમાં રહ્યો, પણ મીસીસે બારણા ન ઉઘાડયાથી તેણે બહારથી કાલાવાલા કરવા માંડયા અને ઘણીજ આજીજી કરી ત્યારે મણીબાઈએ એક કલાક પછી બારણું ઉઘાડયું, અને તે પછી પણ બીચારા ફુલણજીને દુઃખથી ઘણુ ભુંડો કરી નાંખ્યો. વાંચનાર, ફુલણજીના સંસાર સુખ માટે તમને અદેખાઈ અરે ભુલ્યો દયા નથી આવતી વારૂં ?

**સમાપ્ત.**